

# સોનેરી

# ભુલ ભુલ









કીંમત રૂ ૦-૨-૦

૫૯૭૧૧

ૐ

# સુધારાનો ચાબુક.



(કવ્વાલી)

સુણો સુધારાની કહાણી, ફેરવ્યું દેશપર પાણી;
મસ્ત મગરૂરતા આણી, ફરવા ચોરાશીની ઘાણી;
આવો મુજ સ્વામી સુખકારી, મલી હું સુધરેલી નારી!
અપાવો ફેનશી સાડી, બનું હું ફાંકડી લાડી !
રહેવાને બંગલો સારો, સુંદીર ખુલ્લી હવાવાળો;
જહાં દરીયાનો કીનારો, આવે શોખીન પૂરનારો !
શુશોભીત રંગ દેવરાવો, પૂરનીચર કીમતી લાવો;
ચીતારો શાણો તેડાવો, અલૌકીક ચીત્રો ચીતરાવો !
વીજળીક લાઈટ મંગાવો, ઇલેકટ્રીક પંખા ગોઠવાવો;
બગીચો ફરતો રચાવો, ફુવારા ઉડતા મેલાવો !
અંલકાર ફેનશી સારાં, જડીત્ર હીરામોતીવાળા;
નકશીના ઘાટ જે ન્યારા, વળી મશીન પોલીશવાળા!
વળી પોશાક વિધ વિધનો, અપ ટુ ડેઈટ ફેશનનો;
ઘણી ઉંચીજ કીંમતનો, નવીન નવા જમાનાનો !
અત્તર ગુલાબ અંગચોળું, રોલ ગોલ ચશમાં ઘાલું;
બુટ સ્ટોકીંગથી ચાલું, હાથમાં છત્રીને ઝાલું !
મંગાવો મોટર ગાડી, જઈએ ફરવા બેસી દાડી;

બગીચા બાગને વાડી, સજોડે લાડો ને લાડી !
બનું મેડમની એકસાઈટ, કરૂં શેકીંગ હું ગુડનાઈટ;
બોલું હું મુખથી ઓલરાઈટ, પછી શું કમતી છે મુજ ફાઈટ!
અનેક રશ સુખ ભોગવાવો, રસોયો ઘરમાં વસાવો;
નોકરથી કામ કરાવો, મને શેઠાણી બનાવો !
મારાથી કામ ના બનશે, મારાથી કાજના બનશે;
કરીશ મુજ દીલને ગમશે, નહિં હું કોઈથી નમશે!
મલી કયાં તું મને નારી, ધણીનો જીવ લેનારી;
કરી મંમ જીંદગી ખારી, ખરે તું નીચ હીચકારી!
બજાવા નોકરી જાવું, પગાર તો વીશનો લાવું;
એમાં શું પેટમાં ખાવું, કે તુજને શોખ ભોગવાવું!
કયાંથી નોકરને લાવું, દાગીના કયાંથી બનવાવું;
કયાંથી ડ્રેસ શીવરાવું, મોટર શેમાંથી મંગાવું !
ચડી જાય ખોલીનું ભાડું, તો બંગલો કયાં થકી કાડું
મળ્યું પ્રભુ આશું કબાડું, ચાલશે શી રીતે ગાડું!
કથન કવી "શામ"નાં ધરજો, સુધારો વિચારી કરજો;
પરમાર્થ કાર્ય આચરજો, સમયનાં ચિન્હથી ડરજો !
કવાલી સુધારાનીજે, રહી અધુરી અહીંથી તે;
પ્રગટશે ભાગ બીજાએ, નીકળતા અંક બીજાએ !

( કર્તા "શામ" કવી. )

॥ ૐ ॥

# જમાનાનો જલસો.



## [ કવાલી ]

જમાના જાય છે ન્યારા, જીવન અંતે જવાનું છે;
દીઠા દુનિયાંના રંગ સારા, સારથક શું થવાનું છે !
જનમીયા ગ્રહસ્થના ઘરમાં, ઉછરીયા લાડથી ઝરમાં;
મળી સુખ સંપતી સરવે, સારથક શું થવાનું છે !
થયા ધનવાંન બહુ નામી, દેશાવર કીર્તિ છે જામી;
કર્યાં ના કામ ઉપકારી, સારથક શું થવાનું છે !
નામીચા શેઠ થઇ ફરતા, વેપારો વહાંણુના કરતા;
રૂપૈયા લાખો મેળવીયા, સારથક શું થવાનું છે !
કર્યાં બગીચા તથા વાડી, બેસી મોટર અને ગાડી;
સાથે સુંદરીને સોહાવી, સારથક શું થવાનું છે !
પાડી તસ્વીર ચીત્રોમાં, મેળવીયું માન મીત્રોમાં;
દુનિયાંને ડોળ દેખાડી, સારથક શું થવાનું છે !
સદા મોજ શોખ ભોગવતા, જમણુ ભાત ભાતનાં જમતા;
બનવાથી અંધ એ ફાની, સારથક શું થવાનું છે !

સુણો સૌ શેઠીયા શાણા, પ્રભૂએ આપ્યાં છે નાંણું;
છતાં વાપરતાં નવ જાણ્યા, સારથક શું થવાનું છે!
નચાવી નાયકા શાણી, કીધી બક્ષીશ મોજ આંણી;
કરી ટી પારટી મંડળી, સારથક શું થવાનું છે!
હીરા માણેક મોતી લીધા, દાગીના વિધ વિધના કીધા;
પહેરી શુંદીરતા શોભાવી, સારથક શું થવાનું છે!
ડ્રેસ વિધ વિધના કરતા, સજોડા સાથમાં ફરતા;
લાજના લેશ મન ધરતા, સારથક શું થવાનું છે!
બની માયાના અહંકારી, કરે પૈસાની ખુવારી;
કરશોના કામ ઉપકારી, સારથક શું થવાનું છે!
કહે કવી "શામ" સહપ્રિતે, અહો ગુણ ચીત શુભ રીતે;
કરવાથી કામ ઉપકારી, સારથક તો થવાનું છે!

(કર્ત્તા "શામ" કવી)



# હીંદુમાં ઘટાડો અને આગાખાનીનો વધારો.

## ભાગ પહેલો.



( કવ્વાલી. )

અરેરે હીંદ હીન ભાગી, બને શા જુલમ તહારામાં;
ભયંકર ભાવના કીધી, અરે હાય ધર્મ....ધારામાં !
તજી સ્વધર્મ હીંદુનો, ચહ્યો ચીતે આગાખાની;
બનીને ભ્રષ્ટ વૈરાગી, ગણાવા બાળ અજ્ઞાની !
અરેરે હીંદનાં વાસી, કર્યાં સરવેને ઉદાસી;
મેળવી શ્રેષ્ટ સાબાસી, કરાવી જગતમાં હાંસી !
કુટુંબ જ્ઞાતી દીધાં ત્યાગી, થવા માન્યું છે સહભાગી;
ચહડયું કલંક કુળ દાગી, મૂકી હાય શર્મને આઘી !
ભલે કદી ધર્મ તે માનો, ધર્મ જુઠો કો ના જાણો;
ધરો દ્રઢ એક નીશાનો, મનથી જે સત્ય પરમાણો !
ઘડી એ ધર્મમાં સારૂં, ઘડી એ ધર્મ નઠારૂં;
ભટકે નહીં દ્રઢ મનવાળું, કરે જીવીતને ખારૂં !
ગુણી વિદ્યામાં પંકાતા, દેશાવરે શ્રેષ્ટ અંકાતા;
ફેરવે પાણી શ્રય અંતા, તેમાં શો દોષ વિધાતા !

પહેલે ધર્મ અર્થ શો ધારો, પાળો પછી ધર્મ જે સારો;
મૂળ વંશાવળી વિચારો, કરો ભલે સત્ય સુધારો !
જુવો શાથો હીંદ હીનભાગી, રહે બુદ્ધિ બાવન મૈલ આઘી;
આળસ ઇર્ષા લીધી માગી, દીયે મૂળ ધર્મને ત્યાગી !
અરેરે હીંદુ જે હુંતાં, ભાળીએ આગાખાની થાતાં;
હીંદુનાં નામ જે ધરતાં, ખોજા જ્ઞાતીમાં બદલાતાં !
દેવાલય આરતી કરતાં, ખોજાખાને તેઓ જાતાં;
શાસ્ત્રથી લગ્ન જે કરતાં, હવે નીક્કાઃ તેઓ પઢતાં !
કળા કુદરતની શી ન્યારી, બને એકમાં દ્રી અવતારી;
ખુવે છે જીંદગી સારી, બચાવો ક્રીશ્ન મુરારી !
સુણો બંધુ હીંદ વસનારા, વળી સુજ્ઞ વિદેશે ફરનારા;
બનો પર હીત કરનારા, વળી બનજો મદદગારા !
રાજ્ય બ્રિટિશ સુખકારી, કરી છે શાંન્તિ બહુ સારી;
અમર રહો રાજ્ય સરકારી, આશિષ દો નર અને નારી!
બનો સૌ બંધુ સુજ્ઞાની, રહો વળી ધર્મ અભીમાની;
તજો અંતરની અજ્ઞાની, 'શામ' સુ વાક્ય પરમાણી !

( કર્ત્તા 'શામ' કવી. )



॥ ૐ ॥

# યુરોપની લડાઈ ભાગ ૧ લો



## [ કવાલી ]

કુદરતી કોપ વરતાયો, ભયંકર થાય છે લડાયો;
પરસપર રાજ્ય કોપીને, કુસંપનાં બીજ રોપ્યાં છે !
લડાઈની વાત જ્યાં થાયે, પ્રજાનાં ચીત ચમકાયે;
સાંભળવા ટોળું બંધાયે, કુસંપનાં બીજ રોપ્યાં છે !
ઑસ્ટ્રીયાને સરવીયા લડીયાં, અન્ય રાજ્યોને છે નડીયાં;
લડાઈનો કેર વરતાવે, કુસંપનાં બીજ રોપ્યાં છે !
મલીયા ઑસ્ટ્રીયાને જરમન, લડવાને આવ્યો છે રૂશીયન;
વેચાતું વેર લેવાને, કુસંપના બીજ રોપ્યાં છે !
ફ્રેંચ ને બેલજીયમ આવ્યા, લડાઈમાં છે ઘણું ફાવ્યા;
મદદ બ્રિટીશની લેઈને, કુસંપનાં બીજ રોપ્યાં છે !
બ્રિટીશ સરકારે આવી, જીતની મેળવી ચાવી;
દુશમનને જેર કરવાંને, કુસંપનાં બીજ રોપ્યાં છે !
બ્રિટીશના બલની પાસે, જરમનને ઑસ્ટ્રિયા ત્રાશે;

ભયંકર મારથી નાસે, કુસંપનાં બીજ રોપ્યાં છે!
તોપ બ્રિટીશની ફુટે, જરમનો ચારસે ત્રુટે;
ઓસ્ટ્રીયન નાસીને છુટે, કુસંપનાં બીજ રોપ્યાં છે!
ભયાનક લડાઇ આ થાઇ, જુલમની વાદળી છાઈ;
પ્રજાનાં સુખ સૌ જાઈ, કુસંપનાં બીજ રોપ્યાં છે!
સંદેશા તારના તુટયા, વિદેશના મારગો ફુટયા;
વેપારો સરવે અટક્યા છે, કુસંપનાં બીજ રોપ્યાં છે!
વેપારી ભાવ બહુ લેતા, અધીરથી માલ નહિ દેતા;
દુઃખ ગરીબ બહુ શહેતા, કુસંપનાં બીજ રોપ્યાં છે!
સરકારે રેહેમને લાવી, રાજ્યમાં થાલી ટીપાવી;
મોંઘારત સઘળે અટકાવી, કુસંપના બીજ રોપ્યાં છે!
પ્રજા સૌ સાંભળો ચીતે, સ્તુતિ કરો શંભુની પ્રિતે;
આવવા જય રાજ્ય બ્રિટીશને, કુસંપનાં બીજ રોપ્યાં છે!
બ્રિટીશનું રાજ્ય બહુ તપજો, લડાઈમાં જય સદા હોજો;
આશિર્વાદ "શામ"ના લે જો, કુસંપના બીજ રોપ્યાં છે!

[ કર્ત્તા "શામ" કવી. ]



॥ ૐ ॥

# શૃંગારનો ઝરો યાને ફેશનનો ફુવારો.

## ભાગ ૧ લો.

---

( કવાલી. )

નીકલીયો દેશ જોવાને, વહેમ મુજ દીલનો ખોવાને;
ફરીયો હું દેશ પરદેશે, દુનિયાના રંગ જોવાને !
જોયા સૌ દેશને ભટકી, રહ્યો મુંબઈ આવી અટકી;
શૉખથી શહેરમાં ફરવા, દુનિયાના રંગ જોવાને !
ચાલીયો શહેરની વાટે, પહોંચીયો ભૂલેશ્વર ઘાટે;
સ્થીર થઇ ઠામ ત્યાં ઠરવા, દુનિઆના રંગ જોવાને !
દીઠા ત્યાં રંગ નવરંગી, બાળાઓ જાય બહુ રંગી;
મળી જયમ ઝુંડ બુલબુલનાં, દુનિયાના રંગ જોવાને !
અરેરે હીંદની બાળા, અધર દીસે છે પરવાળા;
ભમર કમાન છે ખેંચી, દુનિયાના રંગ જોવાને !
છુટી શીર વેણી સુવાળી, લટકતી નાગણી કાળી;
ઝુકી રહી નાકમાં વાળી, દુનિયાના રંગ જોવાને !

નયન રસ દોરથી સીંચે, સ્તન બે કેહેરીઓ હીંચે;
બદન છે ગૌર ગુલાબી, દુનિયાના રંગ જોવાને !
બેહેકેલી હસ્તની માલે, કમર લચકાવતી ચાલે;
કટી છે કેશરી જેની, દુનિયાના રંગ જોવાને
અલંકાર ચમકે હીરાળાં, જડીત્ર છે મોતીયું વાળાં;
પડે પ્રતીબીંબ હીરામાં, દુનિયાના રંગ જોવાને !
ભરે જ્યમ કેશરી ફાળુ, ઓડેલું અતી જીણું શાળુ;
કસીને કાંચળી પ્હેરી, દુનિયાના રંગ જોવાને !
સોનેરી કોર ચીટકાવી, દીધાં વળી મોતી લટકાવી;
કાંચળીયે મોર ટાંકયા છે, દુનિયાના રંગ જોવાને !
પાયમાં ઝાંજરી પહેરી, ચાલી જાય ઝુલતી મેહેરી;
અવાજ બહુ ઘૂઘરી કરતી, દુનિયાના રંગ જોવાને !
કાવ્યરસ "શાંમ"ના જે છે, અધૂરા આહીંથી રહે છે;
લખાશે ભાગ બીજાયે, દુનિયાના રંગ જોવાને !

[ કર્તા શામ " કવિ. ]



૫૭૨૦



॥ ૐ ॥

# યુરોપની લડાઈ ભાગ ૨ જો



(કવ્વાલી)

વરણુવું વાત વીસ્તારી, લડાઇયો ચાલી ખુન ખારી;
રાજ્ય સૌ જાગી ઉઠીને, લડાઈનો જંગ મચાવ્યો છે !
તરફ એક ઑસ્ટ્રીયા જરમન, સાંમેથી અનેક રાજ્ય મિત્રન;
જીદ્દથી ક્રોધ લાવીને, લડાઇનો જંગ મચાવ્યો છે !
ધરે શું મિત્ર રાજ્ય જીગર, ચલાવે ઉડતી સ્ટીમર;
છોડાવે જરમનનો પાવર, લડાઈનો જંગ મચાવ્યો છે !
ઇલેક્ટ્રીક બલુનમાં બેસી, ફટકો દેઇ જાય છે નાસી;
પતો નહિં આવે છે ક્રાંસી, લડાઇનો જંગ મચાવ્યો છે !
સાવધ રહી લોગને ટાંપે, ક્રોધથી લશકરો કાપે;
ભયંકર ત્રાસને આપે, લડાઇનો જંગ મચાવ્યો છે !
જરમન પણ છે ઘણો શુરો, લડાઇમાં છે ના અધુરો;

લડવાને હીંમતી પૂરો, લડાઇનો જંગ મચાવ્યો છે !
વાપરે હીકમતો જાજી, નાંમીચો છે હુન્નર બાજી;
બ્રિટીશ તેને ગણે મુલાબાજી, લડાઇનો જંગ મચાવ્યો છે!
અલોપી બલુન ચલાવે, સ્ટીમરો ગુપ્ત દોડાવે;
લડાઈમાં શૌર્ય બતલાવે, લડાઈનો જંગ મચાવ્યો છે !
ફરેંચ ક્રોધ બહુ કરતો, જરમનના લશકરમાં પડતો;
સોલજરોને કેદ પકડતો, લડાઇનો જંગ મચાવ્યો છે !
જરમન ગરવીષ્ટ બની અતી, બ્રિટીશના હાથ જોયા નથી;
નહિં ઉગરશે ભાગેથી, લડાઈનો જંગ મચાવ્યો છે !
બ્રિટીશ સરકારે વિચારી, ચલાવ્યો મારો બહુ ઝેરી;
જરમનને લીધો છે ઘેરી, લડાઇનો જંગ મચાવ્યો છે !
બ્રિટીશ કતલ ચલાવે, જરમનને ત્રાહ પોકરાવે;
ઑસ્ટ્રીયાને બકરી બનાવે, લડાઈનો જંગ મચાવ્યો છે !
પ્રજા સૌ યાચના કરજો, સ્તુતિ શંભુ તણી ધરજો;
બ્રિટીશનો જય વરતાજો, લડાઇનો જંગ મચાવ્યો છે !
સત્તા બ્રિટીશ સઘળે બનવા, સહાયતા કરજો સરવ દેવા;
આશિર્વાદ "શામ"ના લેવા, લડાઇનો જંગ મચાવ્યો છે !

(કર્તા "શામ" કવી.)



॥ ૐ ॥

# વાંઢાંનો વિલાપ.



( ગઝલ )

અરે આ વિનંતિ વાંઢાની, સાંભળવા કૃપા કરજો;
ધરીતે દિલના વિષે, પછી ઈન્સાફને ધરજો !
સુનું ઘરબારને ભાળું, વિનાં વનિતા અરે મારૂં;
લાગે સરવસ્ત અકારૂં, રહ્યું જીવિત તો ખારૂં !
અરેરે બહારથી આવું, પાણી થંડા થકી નહાવું;
બનાવી હાથથી ખાવું, અરે મુંઝાઇને રહેવું :
બીછાને શયનને કરતો, તરંગ જાત જાતના ઘડતો,
સ્વપ્ન આધીન ત્યાં બનતો, અલૌકીક રંગને જોતો !
સ્વપ્નમાં સુંદરી આવે, નીંદ્રા વિશેથી જગાવે;
રીસાયલ જાણી સમજાવે, અમૃત વચનોથી બોલાવે !
ઘડી હું બોલું ના કાંઈ, કળી નાજુક કરમાઇ,
પ્રેમથી અંગ લપટાઇ, દીયે પા..ણી....પાણી બનવાઈ !
સ્વર્ગના સુખને ભાળું, મૂખ દિલદારનું નિહાળું;
જાગું ત્યાં ફક્ત અજવાળું. પડેલું ચાવીને તાળું !

પડી બહુ પેટમાં પ્રાળી, નહીં ખુલખુલને ભાળી;
જોયું ઘર સઘળું નિહાળી, રડયો પછી છેડાને વાળી !
જોઇ પરણેલાને ફરતા, આનંદ મનહરણીથી કરતા;
અલૌકીક સુખ ભોગવતા, અરે ભડકા મને બળતા !
પરણેલા બહારથી આવે, અમૃત વચનોથી બોલાવે;
સ્વાદીષ્ટ થાળ જમાડે, પછી હીંચોળે ઝુલાવે !
જી રસ પ્યારમાં ઝુલાવે, શયનની શેજ બીછવાવે;
હૃદયના દુઃખ ભૂલાવે, અમૃત રસ પ્યાલી પીવરાવે !
અરેરે દીકરીવાળા, દયા વાંઢાની કંઇ જાણો;
સુખી વાંઢાઓને કરવા, વિચાર મનની વિષે આણો !
અરેરે પરણેલા ભાયું, અમો વાંઢાને પરણાવો;
વરઘોડો વાંઢાનો કાડી, લ્હાવો પરણ્યાનો લેવરાવો ?
કન્યાના દામ બહુ પડતા, વિનાંઝર વાંઢા અથડાતા;
વિલાપ વાંઢા બહુ કરતા, અરે કોઇ કાને ના ધરતા !
સુણી પોકાર વાંઢાનો, કૃપા કન્યાવાળા કરજો;
કન્યાના સુખને ઇચ્છી, ઘટાડો કીંમતે ધરજો !
આશિષ એમાં છે વાંઢાની, વળી સાથે છે કન્યાની;
સુચના છે કવિ '**શામ**'ની, કૃપા રહો સર્વદા રામની !

(**કર્તા 'શામ' કવી.**)

# હીંદુમાં ઘટાડો અને આગાખાનીનો વધારો.

## ભાગ ૩ જો.

---

(મરશીયા.)

હાય વોય મહા જુલ્મ સુરતમાં વરતાયો,
ઘરો ઘર પર શોક, છે છવાયોરે—હાય.
ઉંચ કુળ વળી, જાતી હીંદ વાની,
શ્રેષ્ટવર્ણ સૌ, શાસ્ત્રમાં પ્રમાણી,
બુદ્ધિવંત, અને છે વિદ્યાવાની,
છોડી સ્વધર્મ, થયા આગાખાનીરે—હાય.
બ્રાહ્મણ બ્રહ્માનું, રૂપ ગણાઈ,
શાહ પાદશાહથી, શ્રેષ્ટ મનાઇ,
પાટીદાર પણ, ઉત્તમ જણાઇ,
પવિત્ર દેહને, મલીન બનાઈરે—હાય.
વળી સોની સુંતાર, અને દરજી,
લુહાણા ભાટીયા જ્ઞાતી ઉંચ સરજી,
બનવા ભ્રષ્ટ માટે સ્વીકારી અરજી,
તજી મંદીર, મસીદની થઇ મરજીરે—હાય.

લુહાર કુંભાર, અને કંનસારા,
હીંદુ જ્ઞાતીમાં, વર્ણ જે અઢારા,
દેશ વિદેશે, પંકાતા સારા,
શર્મ શર્મ છે, તમારા સુધારારે—હાય.

તજી કુટુંબ કુળ ધર્મ ખાનદાની,
બની અંધને મિથ્યા અભીમાની,
પીધું મુર્ખ થઈ મલેચ્છનું પાણી,
હાય જીંદગી કરી છે ધુળધાણીરે—હાય.

માત તાત ભ્રાત, વાત નહીં માની,
સગાં વહાલાંની, દયા નવ જાણી,
સજ્જન ગૃહસ્થને દીધા અપમાની
ધીક ડહાપણ પર, ફેરવ્યું પાણીરે—હાય.

છાંડી ચોટલીને, દાઢીપર મોયા,
વર્ષ ઉંમર સૌ, ધૂળમાં ખોયા,
હીંદુ ધર્મ, કુલાચાર પણ ખોયા,
તમો નામનું, કુટુંબ સૌ રોયારે—હાય.

છોડી શર્મ ધર્મ, મર્મ નવ જાણ્યો,
આગાખાની ધર્મ, શ્રેષ્ટ પરમાણ્યો,
બની ઉંચને, વિચાર નીચ આણ્યો,
ધર્યો અવતાર, સમાન એક પાંણોરે—હાય.

પરીબ્રહ્મ પરમેશ્વર, ના ગાયા,
નીમાજ પઢવા, મસીદમાં ધાયા,
અભક્ષા ભક્ષથી ભ્રષ્ઠ કરી કાયા,
પહેર્યા ઈજાર આભા, ને સાયારે—હાય.

રામ નામને, બેઠા પરવારી,
બન્યા બીશમીલ્લાહ, બલીહારી,
ચીચે પઢવી, બીબીની ધારી,
બન્યા એકના, દ્વી અવતારીરે—હાય.

દીધા સાલ્લા ને, કાંચળી ઉતારી,
ઈજાર ઉપર આભા લીધા પહેરી,
છોડી નામ શંભૂનું સુખકારી,
મૂખે નામ, ઈલ્લાહી પૂકારીરે—હાય.

શું દુનિયાં, આ દિસે દીવાની,
ટળી હીંદુ થયા આગાખાની,
ખોયું સરવસ, બની અભીમાની,
છતાં ગણાયા, છો બે ઈમાનીરે—હાય.

સગાં કુટુંબી, સરવે ધીક્કારે,
ન્યાત જાતમાં અતી ફીટકારે,
મીત્ર મંડળીમાં તીરસકારે,
નહીં ચાહે, આવે કોઈ દ્વારેરે—હાય.

જુવો મૂર્ખ તણી આ કમાણી,
છતે મરદે કંઇ ઓચ્યો રંડાણી,
મીયાં બીબી થયાં, શેઠ શેઠાણી,
હીંદુ ધર્મમાં, હોળી પ્રગટાણીરે—હાય.

એક બાજુ મા બાપ, તેનાં રૂવે,
બાળક બૈરી ચોધારાં નીર ચુવે,
જ્ઞાતી કુટુંબી, ઉંચું ના જુવે,
લોક અપવાદથી, સુખ સૌ ખુવેરે—હાય.

ખાય શલેશ બીરીયાની પાંઉં રોટી
માથે મુંડો, દાઢી રાખે મોટી,
પહેરી ઇજાર, દીધી તજી ધોતી,
અકલ પૂંછડા લગી નહીં પોંહતીરે—હાય.

નામ નવીન, ધરાવ્યાં તાજાં,
મહમદ, અકબર, ગુલામઅલી ઝાઝા,
મરીયમ ફાતમા શકીનાં નાજા;
બોલે મુખેથી, યા નબી ખાજારે—હાય.

દુષ્ટ કામ કર્યું છે, અવિચારી,
નવ માની શીખ, કોઇની સારી,
અનેક પ્રયાસથી સમજાવ્યા ભારી
થયાં ભ્રષ્ટ હીંદુમાં નર નારીરે—હાય.

આ શું જુલ્મ, જગતમાં છવાયો,
સ્વ....ધર્મ હીંદુએ ગુમાવ્યો,
અરે કલીયુગ, હડાહોળ આવ્યો,
હાહાકાર જગતમાં, ફેલાયોરે—હાય.
સમજો હીંદુભાઇ, ગુણ જ્ઞાની,
બનો સ્વધર્મ, તણા અભીમાની,
કેમ બનો છો, અંધ બે ફાની,
કવી 'શામ' તણી શીખ લ્યો માનીરે—હાય.

[ કર્તા " શામ " કવી ]



॥ ૐ ॥

# યુરોપની લડાઈ ભાગ ૩ જો.



## ( ત્રીભંગી સવૈયા. )

કુદરતની છે વાતજ ન્યારી, લડાઇ મોટી છે જાંમી;
રાજ્ય સરવે ઉશકેરાયાં, રહી નથી કંઇએ ખામી !
ઑસ્ટ્રીયા સરવીયા બેમાં, પ્રથંમ લડાઇ ત્યાં પેદા થઈ;
સાંમ સાંમા ચડી આવીને, ખુન ખરાબી ચાલી રહી !
તેને લીધે અન્યજ રાજ્યો, લઢવા માટે આવ્યાં ચડી;
અરશ પરશના વચન કરારે, મદદે પહોંચવા ફરજ પડી!
ઓસ્ટ્રીયાને જરમન મલીયો, લડવાને હીંમત કીધી;
બલીયા સાથે બાથ ભીડતાં, હાથે હાર માંગી લીધી !
સરવીયા સાથે ફરેંચ રૂશીયા, બેલજીયંમ તો છે મલીયા;
મહાપ્રતાપી બળવંતરાજા, બ્રિટીશ સરકાર આવી ભલીયા !
જબરજસ્ત બ્રિટીશની સામે, લડવા હીંમત શું ધારે;
જરમન ઑસ્ટ્રીયલને પકડી, તોપ થકી તુરતજ મારે !
બ્રિટીશના મારાની સામે, જરમન ભય પામી ત્રાસે;

ત્રાહ ત્રાહ પોકાર કરીને, જીવ લેઈ ત્યાંથી નાંસે !
ઠાર સાંધીને તોપજ મારે, શુરવીર શાંણા છે પૂરા;
રમન ઑસ્ટ્રીઆની સ્ટીમરો, ભાંગીને કરતા ચુરા !
એક અવાજે એંસી જરમન, જાન થકીથી ઠેર મારે;
ઑસ્ટ્રીએલના ટોળાં પકડી, કાપી નાંખતાં નવ ડરે !
ન્ય ધન્ય શુરા સરકારને, રાજ્ય અમર તપજો એનું;
જા તણું સદા હીત ચાહે, નીરમલ દીલતો છે જેનું !
હો વિશ્વંભર દયા લાવીને, રાંક રૈયત સાંમુ જો જો;
યત પાલક શુરા સરકારની, જીત સદા માટે હોજો !
જય બ્રિટીશ તણું બહુ તપજો, હાર શતરૂ તણી હોજો,
યવંત બ્રિટીશ રાજ્યને, દીર્ઘ આયુશ શંભુ દેજો !
ળી રૈયત સૌ સાવધ થઈને, વિનંતી પ્રભુ પાસે કરજો;
શામ" તણી અરજી સ્વીકારી, આશિર્વાદ સૌ ઉચરજો;

( કર્તા "શામ" કવિ. )



॥ ૐ ॥

# શૃંગારનો ઝરો યાને ફેશનનો ફુવારો

## ભાગ ૨ જો.



( કવ્વાલી. )

શોખના શહેરમાં, ફરવા જમાનો શું મચેલો છે;
અલૌકીક સુખ ભોગવવા, બગીચો આ રચેલો છે!
બની દેવાંગનાં તુલે, નીરખીને આપથી ફુલે;
જોબનના રંગમાં ઝુલે, બગીચો આ રચેલો છે!
પોશાક વિધવિધના રંગમાં, ચડત એક એકથી ઢંગમાં,
સરખી સાહેલીઓ સંગમાં, બગીચો આ રચેલો છે!
બદન ચમકાવીને કસતી, ગલામાં મંદમંદ હસતી;
ફેશનના ફેલમાં ફસતી, બગીચો આ રચેલો છે!
પાનની પટીઓ ચાવે, રોલ ગોલ ચશમાં લગાવે;
હાથમાં છત્રી સોહાવે, બગીચો આ રચેલો છે!
ઇંગલીશ બુટ લેડીનાં, ચમકતાં ઉંચી એડીનાં;
હસ્તપર ચટકાં મેંદીનાં, બગીચો આ રચેલો છે!

પૂરે બગીચા તથા વાડી, બેસી મોટર અને ગાડી;
આકાશની પરીઓની જોડી, બગીચો આ રચેલો છે!
સજોડા સાથમાં ફરવા, લાજથી લેશ ના ડરવા;
પુરી સ્વતંત્ર આચરવા, બગીચો આ રચેલો છે!
પતીને નખરે નચાવે, લટકનાં ચટકાં બતલાવે;
શૃંગારનાં ઝરણાં વરસાવે, બગીચો આ રચેલો છે!
સ્ત્રી રસ પ્યારમાં ઝુલાવે, હૃદયનાં દુઃખ ભૂલાવે;
અમ્રતની પ્યાલી પીવરાવે, બગીચો આ રચેલો છે!
ધન્ય ધન્ય સ્ત્રીની ચાતુરી, ગલે ભલે લાગતી છુરી!
મીલાવો મન માનતી નારી, બગીચો આ રચેલો!
બનો સૌ નાર સુધરેલી, પ્રયાસ લ્યો મટવાને ઘેલી;
શોભો જ્યમ કુમળી વેલી, બગીચો આ રચેલો છે!
કૃપા શંભૂ તમો કરજો, સુધરેલી નાર સૌ બનજો;
આશિરવાદ '**શામ**'નો લેજો, બગીચો આ રચેલો છે!

[ કર્તા "શામ" કવી. ]



ૐ

# યુરોપની લડાઈ ભાગ ૪ થો.

( ગઝલ ),

કયા લડાઈ જંગી મચાઇ, ભરા ઝહરસે દીલ અપને—ચાલ

* * * * * * * *

એકી તો હૈ ઓસ્ટ્રીઆ; દુસીરા મીલા સરવીયા;
દોનુને ઝઘડા મચાયારે (૨) ભરા ઝહરશે દીલઅપને ! કય
ઓસ્ટ્રીયાશે મીલે જરમન, સરવીયાશે મીલે રૂશીયન;
ઊને બનાયા લડાઇકા જંહશાનરે, (૨) ભરા ઝહરસે દીલ અપને ! કય
ફ્રેંચ ઓર બેલજીયંમ ઊઠે, લાકે ક્રોધ લડનેકું રૂઠે;
આકે જરમનકી પર ત્રુટેરે, (૨) ભરા ઝહરસે દીલ અપને ! કય
બલવંતે બ્રિટીશ સરકાર, લડનેકું બને હય તૈયાર;
કરનેકું દુશમનકો સંહારરે, (૨) ભરા ઝહરસે દીલઅપને ! કય
લડાઇ કયા જંગી મચાઇ, સાંમ સાંમી ખરાબી પાઈ;
દીયા જરમન કુતો હંફાઇરે, (૨) ભરા ઝહરસે દીલ અપને ! ક

બ્રિટીશે કતલ ચલાઇ, જરમનકી સ્રીમરો ડુબાઈ;
દુશમનોકું તોબાંહ પુકરાઇરે, (૨) ભરા ઝહરસે દીલ અપને ! કયા.
તોપ બ્રિટીશકી જબ પુટે, ઝહેરી ગોળાઓ છુટે;
જરમનો ચૌદસો ત્રુટેરે, (૨) ભરા ઝહરસે દીલ અપને ! કયા.
અશમાન મેં વૈમાન ચલાવે, જરમનોને લડતા હઠાવે;
ઓસ્ટ્રીયલને ગુલાંમ બનાવેરે, (૨) ભરા ઝહરસે દીલ અપને ! કયા.
બીજલીકા પવર લગાવે, આગોનો બરશાદ બરશાવે;
જરમનકા લશકર શીલગાવેરે, (૨) ભરા ઝહરસે દીલ અપને ! કયા.
બ્રિટીશે ફતેહ બનાઇ, સત્તા સજ્જડ દીખા–ઈ;
જીતી....કી ધજા ઉડાઇરે, (૨) ભરા ઝહરસે દીલ અપને ! કયા.
જરમન બહુત ગભરાયા, લડાઇમેં હાર પા'યા;
લશકર શબ્બી કટાયારે, (૨) ભરા ઝહરસે દીલ અપને ! કયા
સરકારને મારા ચલાયા, ગરવોષ્ટકા ગર્વ છુડાયા;
શત્રુકું પીછા હટાયારે, (૨) ભરા ઝહરસે દીલઅપને ! કયા
રહમ કરી વિશ્વંભર, કર રાજ્ય બ્રિટીશ અમર;
પ્રજા શબ્બી દુવા કરરે, (૨) ભરા ઝહસે દીલ અપને ! કયા
બ્રિટીશ સત્તા બઢનાં, સબ્બી દેવ સહાય બનનાં;
આશિષ "શામ"કા લેનારે, (૨) ભરા ઝહરસે દીલ અપને ! કયા

[ કર્ત્તા "શામ" કવી. ]



॥ ॐ ॥

# શોખનો સુધારો યાને આગાખાનીનો વધારો.



( ખ્યાલ. )

હાય હાયરે ગજબ થયો, શો જુલ્મ સુરતમાં વરતાયો;
ઘરો ઘરને જગો જગોપર, શોક મહા છે પ્રગટાયો !
ઉંચ જ્ઞાતીમાં જન્મ ધરીને, સ્વધર્મને તો અપમાની;
મૂળ ધર્મ હીંદુનો તજીને, ચહે ધર્મ આગાખાની !
ઊંચ જ્ઞાતી અને ઊંચ કુળ, વળી ઉંચ કુટુંબ છે ખાનદાની;
પણ મતી નીચને નીચ ભાવના, નીચ તરંગ ધરે અભીમાની !
હીંદુ શાસ્રના નીયમ પ્રમાણે, વર્ણ અઢાર છે હીંદુના;
તેમાં જ્ઞાતી અનેક રહેલી, અલગ અલગ સૌ બીંદુના !
બ્રાહ્મણ તે બ્રહ્માનું રૂપ છે, ઉ-તમ જ્ઞાતી નીર ધારી;
પંડીત શાસ્રી પૂરાણી વળી, વેદ શાસ્રના અધીકારી !
વણીક નામ તે વણજ ઉપરથી, વ્યાપાર સત્યથી કરનારા;
શુભ કાર્યો સદા કરે છે, દુષ્ટ કાર્યથી ડરનારા !
ભાટીયા, લુહાણા, કુણબી, પાટીદાર કોમ ઉંચી છે;

લુહાર, સુથાર, કુંભારને, દરજી, કંનસારા અને મોચી છે !
ભાટ, ભરવાડ, ચારંન, રબારી, રજપુત કોમ ઉત્તમ માનો;
ગીરાશીયા, કાઠી, બાબરીયા, હીંદુ ધર્મ સૌનો જાણો !
કોળી, નાળી, અને પંચોળી, અનેક જ્ઞાતી દરશાવી;
પોત પોતાનો ધર્મ પાળવો, જે જ્ઞાતી ઇશ્વરે સરજાવી !
તેમાં પ્રાંટા અનેક રહ્યા છે, ધર્મ હીંદુનો બહોળો છે;
કોઈ દેવી કોઇ બજરંગી, કોઈ અંબે ભજવા ભોળો છે !
કોઈ કાળીકા કોઈ બૌચરાજી, કોઇ ભૂત ભૈરવ સાધે;
કોઈ રામ વળી કોઇ વિશ્વંભર, ભજે કો કીશ્ન અને રાધે !
કોઇ આદેશર કોઇ મહેશ્વર, અલગ અલગ શુમરન કરતા;
જેને જેની દ્રઢતા બેસે, તેનું ધ્યાન તેઓ ધરતા !
મોટા પંથ તો બેજ રહ્યા છે, 'રાહુ' અને એક 'રહેમાની;'
'રાહુ' કહેતાં હીંદુ ધર્મ છે, 'રહેમાની' તે મુસલમાની !
ધર્મ નામનો અર્થ સમજવો, પછી ધર્મ ધારણ કરવો;
સાર અસાર વિચાર કરીને, પછી મનમાં તે દ્રઢ ધરવો !
દેવ તણાં અનેક નામો છે, દીલ પોતાનું જ્યાં માને;
પણ હીંદુને હીંદુ ધર્મમાં, મુસલમીન સૌ મૌલાને !
ઇશ્વરને જે ઠીક લાગ્યું છે, તે જ્ઞાતીમાં જન્મ થયો;
તો પછી તેમાં દ્રઢ રહીને, ધર્મ પાળી સંતોશ લીયો !
કુળ જ્ઞાતીના મૂળ ધર્મને, છોડી અવરને ચીત ધારે;
ઇશ્વરનો અપરાધી થઇને, પાપ સાગરમાં ગોથાં મારે !

હીંદુ ફીટી મુસલમીંન થાયે, મુસલમીંન હીંદુનાજ બનેં;
તો જ્ઞાન ધરીને સમજો શાંણા, વિચારો કંઇ શાંતપણે !
ઉંચ કુળને ઉંચ જ્ઞાતી વળી, ઉંચ કુટુંબ છે ખાનદાની;
નીચ ભાવના ધારી બેઠા, શર્મ છોડી થઇ અભીમાની !
ઉતમ દેહ આ હીંદુ ધર્મમાં, પૂર્વ પુન્યથી પામીને;
મલેલ મણીને ગુમાવી દેવા, કાં ધરો મતી હરામીને !
આ સુરત સુંદર શહેરનીં માંહે, અનેક ગૃહસ્થ વસેલા છે;
ધર્મ ભ્રષ્ટ બનવા નહિં દેવા, મહેનતથી મચેલા છે !
છતાં નહીં કંઇ કાને ધરતા, મગરૂર મોજ ઉડાવી છે;
હાય હાયરે ધર્મ ગુમાવી, જીંદગી કુપ ડુબાવી છે !
માત તાત ભ્રાત બેહેન વળી, સગાં કુટુંબ સૌ તજી દીધાં;
સ્ત્રી બાળકને જ્ઞાત જાતને, મૂર્ખ બની અલગ કીધાં !
નામ હીંદુના અસલ તજીને, નવાં નામ લીધાં ધારી;
સ્ત્રીયો પણ કોઈ કોઈ ભોળવાઈ, સાથે ઉતરી બીચારી !
ધોતી ડગલા પાઘડી બદ્દીયંન, નાંખ્યા સરવે ઊતારી;
ઈજાર આભા અને વળી સાયા, ફેંટા જરીયન લીધા પહેરી !
સ્ત્રીયે સાડલા ચોળી કાડી, ઘાઘરી મૂકી છેટી છે;
ઇજાર ઉપર આભો પહેરી, બીબી થઇને બેઠી છે !
પહેલે હુતાં શેઠ શેઠાણી, હવે થયાં મીયાં બીબી;
પહેલાં મૂખે રામ બોલતાં, હવે બોલશે યા નબી !

ક્રીશ્ન ધામ સમ મંદીર માંહે, ઈશ્વર દર્શન કરવાને;
તજી તેહને ખીસ્તરો લેઈને, નીમાજ મસીદમાં પડવાને!
ગુલામઅલી મહમદઅલી, નામ નવાં ધરાવ્યાં છે;
હૈદરઅલી અકબરઅલી, મન ગમતાં ઠરાવ્યાં છે!
મરીયમ ફાતમાં અને શકીનાં, સ્ત્રીયો નામ ધરાવે છે;
એક અવતારમાં દ્વી અવતારી, અંધ બનો ઠરાવે છે!
હીંદુ થઇ મુસલમીન બને પણ; બતાવો કોઈ એવી વાતો;
હવે પછી કે પૂર્વ કાલમાં, મુસલમીન હીંદુ થાતો!
તો જુવો જરી કંઇ આંખ ખોલીને, રદય વિષે કંઇ વિચારો;
ઉંચ ફીટી કદી નીચ બને પણ, નીચ ઉંચ નહીં બનનારો!
જયમ જંગલ કેરો રાજા કેશરી, અતી ભુખથી પીડાયે;
માસ ખટની લાંધણ થાયે તો, તુર્ણ કદી તે નહીં ખાયે!
હંશ કદીજો અખાજ ખાય તો, હંસ તેને કોઇ ના કહેશે;
હંશ ટોળામાં કાગ રહે પણ, કાગ હંસ કદી નહી બનશે!
ધર્મ ફલાણો ખોટો છે, અને ધર્મ ફલાણો સાચો છે;
તેવી સમજ વાલા અજ્ઞાની, જ્ઞાન શકતીમાં કાચો છે!
સર્વે ધર્મ સાચા જાણો, ના માનો જુઠો એક છે;
શુદ્ધ નીખાલશ પવિત્ર દીલમાં, સાચી ફક્ત ટેકજ છે!
ટેક ના છોડે શીર જાય તો, ધર્મ મહીં મશગુલ રહે;
છોડે નહીં કદી પ્રાણ જાય તો, ભલે દુનીયાં અપકીર્તી કહે!

પણ મૂળ ધર્મ જે હોય પોતાનો, તેજ ધર્મ વિશે રહીને;
સ્વધર્મ છોડે તો પ્રભૂ કોપે છે, પડે નર્ક પાપી થઈને !
સ્વર્ગ મહીં નહીં સંગરે તેને, ધમ પાપી તેને જાણી;
મુસલમાન જીન્નતમાં ના રાખે, કારણ થયો બે ઇમાની !
હીંદુ ધર્મમાં હલકા પડતાં, મુસલમાન પણ હલકા માને;
ધર્મ ભ્રષ્ટ કર્યો તે માટે, મહેણાં દેઇ કદી અપમાને !
હીંદ તણી જે ગતી મંદ છે, કારણ તેનું શું જાણ્યું;
ઇરશા અને અદેખાઇ દીસે વળી, કુસુંપ કારણ પરમાણ્યું!
ધર્મ અભીમાન દેશાઅભીમાન, આ દેશમાં ના જોયું;
અવર સુખને દેખી શકે નહીં, ગર્વ મહીં સૈ ગુમાવ્યું !
આળશ હીંદમાં દીસે જાજું, હુન્નર છતાં ના અજમાવે;
કદી કોઇ જો તતબર થાય તો, અવલું સમજાવી અટકાવે !
હાય જાણે તે પેદા કરશે, અમોથી સારો કહેવાશે;
મદદ કરવી અલગ રહી પણ, તોડવાને તતબર થાશે !
આ કારણથી હીંદ તણી તો, દશા ઘણી છે હીન ભાગી;
સંપ મળે નહીં કોઈ સ્થળે, અને ધર્મ ગયો રજા માંગી !
ગૃહસ્થ ઘણા છે હીંદ મહીં પણ, આપ મતલબમાં લીન ફરે
કદી કોઇ સારો નીકળે તો, આગળ થઇ નહીં મદદ કરે!
હીંદ મહીં સૈ વસતા બંધુ, ધરો હીંમત સૈ સંપીને;
ધર્મ તથા દેશ હીતના માટે, ગાજી ઉઠો સૈ કંપીને !

સમજો શાંણા હીંદુ બંધુઓ, ધર્મ ખુવો કાં અંધ બની;
મૂળ ધર્મ હીંદુનો તજીને, કયમ ચહો ધર્મ આગાખાની!
ઉત્તમ દેહ પવિત્ર આતમાને, ભ્રષ્ટ કરવા શું ધારો;
સુધારાને છેટો મૂકી, ધુળ કરો કાં જનમારો !
મુસલમાની ધર્મજ જે છે, ના જાણો તે ખોટો છે;
હીંદુ ધર્મ હરીફાઈની સામે, તે ધર્મ પણ મોટો છે !
હીંદુ મુસલમાની એમાં, પાળો ધમ જે મનમાને;
પરંતુ તેમાં દ્રઢતા રાખી, પકડો નહીં કોઈ બીજાને !
મુસલમાની નીચ ના સમજો, હીંદુ ના ઉત્તમ જાણો;
ધર્મ સર્વ સમાન માનો, ઉંચ નીચના પરમાણો !
સારો બુરો ધર્મ માનવો, અજ્ઞાનતા છે એજ ખરી;
દ્રઢ વ્રતીથી લીન બનીને, મન રાખો મજબુત કરી !
દરેક કાર્યમાં દ્રઢ વ્રતીથી, કાર્ય પાર સૌ ઊતરાશે;
બીન વિશ્વાસ નહીં દ્રઢ મન તે, સાગર મહીં ગોથા ખાશે!
કાર્ય ચાહે કોઇ કરવા ધારો, દ્રઢ નિશ્ચય પહેલો કરજો;
નેક ટેક ને ચીત એકથી, તન મન ધન અરપણ કરજો !
છોડો નહીં કદી શીર જાય તો, લાભ બીજામાં બહુ દેખો;
આરંભેલું પાર ઉતારો, તુચ્છ સમાન અવર પેખો !
સજન શાંણા સર્વ બંધુઓ, હીંદમહીં સૌ વસનારા;
વીધાવંત છો જ્ઞાનવંત, વળી દેશ વિદેશે ફરનારા !

હીંમત ધારી ધરી હુશીયારી, હીંદ બનાવો સ્વભાગી;
આળસ ત્યાગી ઉંઘથી જાગી, અજ્ઞાનતા મૂકી આઘી!
બ્રિટીશનું જ્યાં રાજ્ય તપે છે, તે રૈયતને દુઃખ નથી;
રાજ્ય અમર બ્રીટીશનું બનવા, આશીષ આપો હ્રદય થકી!
જયજયકાર બ્રિટીશનો બનજો, પ્રભૂ સહાય સદા કરજો;
આશીશ "શામ" તણી સ્વીકારી, ઈશ્વર સ્તુતિ મન ધરજો!

( કર્તા. "શામ" કવિ. )




---

આ શિવાય બીજા અનેક રસ શૃંગારથી ભરપુર કાવ્યો તથા પુસ્તકો તથા નાવેલો ઘણીજ રસમય વાર્તાઓ તથા ટુચકાઓ બનાવી વેચવામાં આવે છે તથા નાટકના ખેલો પણ રચી આપવામાં આવે છે; પુસ્તકો તથા કાવ્યો દરેક બુકસેલરને ત્યાંથી મળશે. ખરીદતાં પહેલાં કર્તાનું નામ વાંચવું, વળી જાહેર ખબરનાં લખાણો કાવ્યમાં અગર લખાણમાં ચાર્જ લેઈને ઘણાંજ રસમય તથા સુંદીર લખી આપવામાં આવે છે. વધુ વિગત પત્ર લખી બોલાવવા યા મળવું.

( ગીતી. )

વાંચન શોખીનો તણું, દિલ રહે મશગુલ;
કાવ્ય રસ કવ્વાલીનો, ઓનેરી બુલબુલ !
"શામ"



છપાવી પ્રસિદ્ધ કરનાર,


**કવિ. શામળભાઈ પુંજાભાઈ**

મસ્જીદ, કરવાન, ટેકાળું નાગરશેરી, સુરત.





સુરત, જુની મુંબઈ બેંકવાળા મકાનમાં આવેલા
'દેશી મિત્ર' એનજીન પ્રિન્ટીંગ પ્રેસમાં
મગનલાલ કીકાભાઈએ છાપ્યાં.